






2 SANDESH RAJKOT WEDNESDAY 14 NOVEMBER 2012

ધોકા, છરી, ધારીયા, તલવાર વડે તૂટી પડ્યા

# મોરબીમાં જુની દુશ્મનાવટમાં યુવાન ઉપર જીવલેણ હુમલો

(સંદેશ બ્યુરો) મોરબી તા. ૧૩ મોરબીના મકરાણી વાસમાં રહેતા ઠાકોર યુવાન પર કાળી ચૌદશની રાત્રે જુના વેરઝેરનો ખાર રાખી ચાર શખ્સોએ ધોકા, છરી, ધારીયા, તલવાર જેવા ઘાતક શસ્ત્રોથી જીવલેણ હુમલો કરી રામચોક નજીક ગાડીમાંથી ફેકીને નાસી છુટયા બાદ બેશુધ્ધ થયેલા ઠાકોર યુવાનને સારવાર અર્થે હોસ્પિટલે ખસેડાયો છે.

## ચાર શખ્સો સામે ફરિયાદ નોંધાતા પોલીસે તપાસ હાથ ધરી

પોલીસે ઈજાગ્રસ્ત યુવાનની ફરીયાદ પરથી ચારેય હુમલાખોરો સામે ગુનો નોંધી તપાસનો ધમધમાટ આદર્યો છે.

મોરબીના નાની બજારમાં આવેલા ખત્રીવાડ અને મકરાણી વાસમાં રહેતા અમીત જયંતીભાઈ ઠાકોર નામના યુવાન પર ગઈરાત્રે કાલીકાપ્લોટ વિસ્તારમાં રહેતા હનીફ ગુલામમીર, અસલમ સલીમ સંધી, ઈસ્માઈલ આદમ ખેરાજી અને મુસ્તાક ગુલામમીરે અમીતે અગાઉના જુના વેરઝેરનો ખાર રાખી ઉપરોકત ચારેય શખ્સો છરી, તલવાર, ધારીયું અને ધોકા જેવા હથીયારોથી ઠાકોર યુવાન પર જીવલેણ હુમલો કર્યો હતો. જેમાં યુવાન બેશુધ્ધ થઈ જતા ચારેય શખ્સો ગાડીમાં બેસાડીને બેશુધ્ધ હાલતમાં રામચોક વિસ્તારમાં ફેકીને ફરાર થઈ ગયા હતા. ત્યારબાદ ગંભીર-ઈજા પામેલા ઠાકોર યુવાનને બેશુધ્ધ હાલતમાં સારવાર અર્થે હોસ્પિટલે ખસેડાયો હતો. પોલીસે તેની ફરીયાદ નોંધીને ચારેય શખ્સો સામે ગુનો નોંધી વધુ તપાસ હાથ ધરી છે.

કાનૂની કાર્યવાહીની ચિમકી : સાધુ-સંતોને ભાગ ન લેવા અપિલ

# અમદાવાદના પિરાણાના સંમેલનનો ભારત સાધુ સમાજ દ્વારા ઉગ્ર વિરોધ

(પ્રતિનિધિ) જૂનાગઢ, તા.૧૩ : અમદાવાદ પાસેના પિરાણામાં સતપંથ સનાતન સંસ્થાન પ્રેરણાપીઠના નેજા હેઠળ સમાજને ભ્રમિત કરીને ઈસ્લામ ધર્મમાં ખેંચી જવા માટે ગેરકાનૂની રીતે હિન્દુઓના ધર્મ પરિવર્તનની પ્રવૃત્તિ ચાલી રહી હોવાનો ચોંકાવનારો આક્ષેપ ભારત સાધુ સમાજ દ્વારા કરાયો છે. તેમજ આગામી તા.૧૭ ના રોજથી યોજાનારા સંમેલનમાં સાધુ-સંતો અને લોકોને ભાગ ન લેવાની અપિલ સાથે કાનૂની કાર્યવાહી કરવાની ચિમકી પણ ઉચ્ચારી છે.

## સમાજને ભ્રમમાં નાખી મુસ્લિમ ધર્મ અંગીકાર કરાવવાની પ્રવૃત્તિ ચાલતી હોવાનો આક્ષેપ

સતપંથ ધર્મના પ્રચારકો દ્વારા હિન્દુ સંસ્કૃતિના નામ, આચાર અને સાહિત્યનો ઉપયોગ કરીને હિન્દુ પ્રજાને ઈસ્લામ ધર્મ સ્વિકાર કરાવવાની છેતરામણી પ્રવૃત્તિ ચાલી રહી હોવાના આક્ષેપ સાથે ભારત સાધુ સમાજના પ્રમુખ મહંત ગોપાલાનંદજીએ જણાવ્યું છે કે, આ ભ્રામક પ્રચારથી લોકો જ નહી પણ કેટલાક ભોળા સંતો પણ આ પ્રભાવિત થઈ રહ્યા છે.

આ સંસ્થા દ્વારા હિન્દુ સમાજનો વિશ્વાસ પ્રાપ્ત કરવા માટે ઘણી વખત હિન્દુ સંતોના સંમેલનો પણ બોલાવવામાં આવે છે. માટે લોકો એવા ભ્રમમાં આવી જાય છે કે, આ સંસ્થા હિન્દુઓની છે. તા.૧૭ ના રોજથી ત્રણ દિવસ માટે પિરાણામાં સતપંથ દ્વારા આવું જ એક સંમેલન બોલાવવામાં આવી રહ્યું છે. જેમાં મોટા મોટા સંતો ભાગ લે તેવું આયોજન ગોઠવાઈ રહ્યું છે. ત્યારે આ સંમેલનમાં હિન્દુ ધર્મના કોઈ પણ સંતો કે પ્રજાજનોને ભાગ ન લેવા તેઓએ અપિલ કરી છે. સાથે સાથે આ સંસ્થાના ગાદિપતિ લોકો દ્વારા પોતાના નામની આગળ ગેરકાનૂની રીતે જગતગુરૂની પદવી લગાડવામાં આવે છે. તેની સામે કાનૂની પગલા લેવાની ચિમકી તેમણે અંતમાં ઉચ્ચારી છે.

### વેરાવળ નજીક સિંહોના ટોળાએ ત્રણ ગાયોનું મારણ કર્યુ

**વેરાવળ :** વેરાવળ ગ્રામ્ય પંથકમાં સિંહોના ટોળા કાયમી ફરી રહ્યાં છે. ગઇરાત્રે સુત્રાપાડાના રંગપુર ગામે બે સિંહે જુદી જી બે વાડીમાં ઘુસી જઇ બન્ને વાડીઓમાંથી એક એક ગાયનું મારણ કર્યુ હતું. મંડોર ગામે ચાર સિંહે એક વાડીમાંથી એક ગાયનુ મારણ કર્યુ હોવાની વન વિભાગને ફરિયાદ કરવામાં આવી છે.

### વાહન હડફેટે ઇજા

**વેરાવળ :** વેરાવળના ગંગાનગરમાં રહેતા રામ ઇશ્વરશીંગ જમાદારસીંગને વાહન હડફેટે ઇજા થતા સારવાર માટે હોસ્પીટલે ખસેડેલ છે.આ ઉપરાંત સુત્રાપાડા પોલીસે દારૂની ભઠી પકડી પાડી ૧૫૦૦નો મુદ્દામાલ જપ્ત કર્યો હતો.

### ઝેર પીધેલા યુવાનનું સારવારમાં મોત

જામખંભાળિયા : જામખંભાળિયામાં

### સમાચારો ટૂંકાણમાં

અમરેલી : જુગાર રમતા

### ગુડઝ ટ્રેનની હડફેટે ચડી જતાં મોત

અમરેલી : સાવરકુંડલા નજીક ગોરકડા

